૨૧૭૩

# તલેશમાતી રમુજ વારતા.

૨૧૭૩

છપાવી પ્રગટ કરનાર,

## એમ૦ એચ૦ બ્રધર્સ.

દહોરો.

ધ્યાન રાખી આ વાંચજો,
તલેશમાતી છે વાત;
એમ૦ એચ૦ બ્રધર્સ કહે તમને,
છે રમુજી ખરેખાત.

મુંબઈ,

"નિર્ણય-સાગર" છાપખાનામાં છાપીછે.
ઈ૦ સ૦ ૧૮૮૪.

કીમત ૦)॥

૨૨૭૩

# તલેશમાતી રમુજી વારતા.



એક પાદશાહને ભર ઉંઘમાં એવું સ્વપનુ આવ્યું કે, એક એવું તો અજાએબ જેવું ઝાડ છે, કે જેને રૂપાનાં ફળ, સોનાની ડાંખળી, હીરાના પાંદડાં, અને મોતીનાં ઝુમખાં લટકે છે. આ અજાએબ જેવું ઝાડ જોઇને તે ખડ ખડ હસવા લાગ્યો. આ પ્રમાણે તેના હસવાથી તેના બે છોકરાઓ તરતજ જાગી ઉઠયા, અને બીહીવા લાગ્યા, કે રખેને તેઓનો બાપ ગાંડો થઇ ગયો હોય, તેથી તેઓએ પોતાના વાહલા બાપને તરતજ જગાડ્યો. જેવો તે પાદશાહ ઉંઘમાંથી જાગૃત થયો, કે તરતજ ગુસ્સે થઇને બોલી ઉઠયો. "અરે કમબખતો તમે મને ઉંઘમાંથી ઉઠાડીને શા માટે મારૂં સ્વપનું ખોયું. બસ, હવે તો મારે એક પળ પણ જીવવું નથી."

અરે અમારા પ્રિય પિતા તમે આ પ્રમાણે શા માટે બોલ્યા, તે કૃપા કરીને કહો. પાદશાહે જવાબ દીધો કે, "જો તમારી એવીજ મરજી હોય તો, એક એવું સુંદર ઝાડ લઇ

આવો, કે જેને હીરાના પાંદડાં, મોતીનાં ઝુમખાં, સોનાની ડાંખળી, અને રૂપાનાં ફળ લટકતાં હોય."

બેઉ ભાઈઓ પોતાના બાપના હુકમ પ્રમાણે ચાલવાને દીલોજાનથી રાજી થયા, અને મુસાફરીએ જવા નીકળ્યા. થોડાક ગાઉ ચાલ્યા કે, તેઓ એક ધુતારી વેશ્યાના ગામ આગળ આવી પુગ્યા. આ ગામ ઘણુંજ સુંદર હતું, તેથી મોટા ભાઈની ત્યાંજ રેહેવાની મરજી થઈ, અને આગળ ચાલવાની ના ખુશી બતલાવી. નાનાભાઈએ તેને ઘણુંએ સમજાવ્યું પણ કાંઈ વળ્યું નહીં, તેથી નિરાશ થઈને પોતે એકલોજ આગળ ચાલ્યો.

આ કમનશીબ મોટો ભાઈ ભોગ જોગે તે વેશ્યાના ઘર આગળથી જતો હતો, તેવામાં વેશ્યાના ચાકરોએ નગારૂં વગાડવાની ફરજ પાડી તેથી, તે, નગારૂં વગાડી ઉપર ગયો, ત્યારે વેશ્યા તેની સાથે સોગઠાબાજી રમવા બેઠી. વેશ્યા ઘણી લુચ્ચી હતી તેથી, તેણે એક શીખવેલી બીલાડી પાળી હતી, જેના માથા ઉપર દીવો મુકી રમતી હતી. વેશ્યા જ્યારે પાસા નાખતી ત્યારે બીલાડી પોતાના માથા ઉપર રાખેલો દીવો ફેંકી દેતી. દીવો પડતાંને વાર બુજાઈ જતો, ત્યારે સામે બેઠલા માણસને સલગાવવા મોકલતી. જ્યારે સામે બેઠલો માણસ દીવો

સલગાવવા જતો, ત્યારે વેશ્યા પોતાના પાસા ફેરવી નાખતી. આ પ્રમાણે રમતાં તે મોટો ભાઈ પોતાની સઘળી મીલકત હારીગયો એટલુંજ નહીં, પણ પોતે પણ ગુલામ થઈ રહ્યો.

નાનોભાઈ તો આગળ ને આગળ ચાલ્યાજ કરતોહતો, તેવામાં તે, એકાએક, એક બીહામણા જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે એક દેવને જોયો કે જેને છ માસ સુધી સુઈ રેહેવાની ટેવ હતી. તે શાહજાદાએ તે દેવની છ માસ સુધી સેવા બજાવી. આ પ્રમાણે છ મહીના પુરા થવા આવ્યા અને દેવ પણ જાગૃત થયો. તે દેવને જાગેલો જોઈને તેણે પિતા કરીને કહ્યું. તે બોલ્યો કે તેં મને જો પિતા ન કહ્યો હોત તો હું તને હમણાંજ મારી નાખત, કારણ કે, હું છ માસનો ભુખ્યોછું. પણ તું શા માટે અહીં આવ્યો તે કેહે? તેણે સોના રૂપાના ઝાડની સઘળી હકીકત કહી સંભળાવી, ત્યારે તે દેવ બોલ્યો, "અરે ભાઈ મેં તો આ ઝાડનું નામ સાંભળ્યું નથી પણ કદાચ મારો મોટો ભાઈ જાણતો હશે. તે અહીંથી આસરે સોએક ગાઉ પર રહે છે, ત્યાં તારા ઘોડાથી અને તારાથી બી જવાશે નહીં, માટે તારો ઘોડો અહીં બાંધીને, મારી પાવડી પર બેસજે એટલે જ્યાં તું કહેશે ત્યાં તને લઈ જશે."

આ પ્રમાણે તે શાહજાદો તે દેવના મોટા ભાઈ આગળ આવ્યો, અને સોના રૂપાનું ઝાડ ક્યાં મલશે તે પુછયું. તેણે જવાબ દીધો કે, "મેં જોયું નથી એટલુંજ નહીં પણ, સાંભળ્યું પણ નથી. પણ જો તને એ ઝાડની ઘણીજ અગત હોય તો, મારો બાપ અહીંથી હજારેક ગાઉ પર રહે છે, તેની પાસેથી તને સઘળી હકીકત માલમ પડશે."

તે નાનો ભાઈ ફરીથી બોલ્યો, "જો તમે મને તમારી કાંઈબી નિશાની આપો તો તમારી મોટી મેહેરબાની થઈ છે એવું સમજીશ, કારણ કે, તમારી નિશાની વગર તમારા બાપનું ઠેકાણું કોઈ બતાવશે નહીં અને હું જંગલમાં ને જંગલમાં ગોથા ખાઈને મરણ પામીશ." તે દેવે જવાબ દીધો, મારી આ ટોપી લઈને પહેર એટલે કોઈબી માણસ તો શું પણ પશુ પણ જોઈ શકશે નહીં. આ લઈને તે શાહજાદો જ્યાં તેનો બાપ રહેતો હતો, ત્યાં જવા નીકળ્યો.

આ પ્રમાણે ઘણા દીવસ ચાલ્યા પછી તે શાહજાદો તે દેવના બાપના ઘર આગળ આવી પહોંચ્યો. અહીંયા તેને એક ગંજાવર પહાડ દેખાયો, કે જેની અંદર એક એવી તો ઠંડી

ગુફા હતી, કે જેમાં જવાની કોઈની પણ હીમ્મત ચાલે નહીં. તેણે ઉતરવાની ઘણીએ કોશેશ કીધી, પણ તેનાથી એક પગલું પણ આગળ ચાલી શકાયું નહીં; તેથી તેણે બહારથીજ તે દેવના બાપને હાંક મારીને બોલાવ્યો. આ પોકાર સાંભળીને તે દેવનો બાપ તરતજ તે ગુફામાંથી એક બીહામણા દેખાવમાં બહાર આવ્યો, કે જેને જોઈને તે ઘણોજ બીધો. પણ આખરે, જે કામ માટે આવ્યો હતો તે કહ્યું. દેવના બાપે આ સઘળી હકીકત ધ્યાનથી સાંભળીને કહ્યું, "મેં તે ઝાડ જોયું નથી પણ સાંભળ્યું છે ખરૂં. પણ જો તને તે ઝાડ જોઈએ તો અહીંથી થોડેક દુર પાંચ બેહેનો રહેછે, તેઓને જઈને મળ એટલે તને સઘળું માલમ પડશે. તે પાંચે બેહેનોમાં વડીનું નામ નુરજહાન છે અને બાકીની ચાર બેહેનોનાં નામ મોતીપરી, રૂપાપરી,સોનાપરી અને હીરાપરી છે. હું તને આ મારી ચમતકારી લાકડી આપુછું તે જેને મારીશ તેનાં બે કટકા થઈ જશે."

આ લઈને શાહજાદે આગળ ચાલવાનું શરૂ કીધું. એક મહીના સુધી વનમાં ને વનમાં ભટક્યો, અને પાસે ખાવાનું ખુટી જવાથી એક ઠેકાણે બેઠો એટલામાં ઘણે દુર એક ગામ હતું તે દેખાયું. તે ગામ ઉપર એક મહા બળવાન રાજા રાજ્ય

કરતો હતો. આ શેહેરમાં એક જાહેર બાગ હતો, કે જેમાં એક શોભીતો ઝરો વહેતો હતો. આ શેહેરમાં આવ્યા પછી તેણે તે જાહેર બાગનાં માળી સાથે દોસ્તી કીધી. તે શાહજાદો બે ત્રણ દીવસ તે માળીના ઘરમાં રહ્યો. એક દીવસે જ્યારે તે સુતો હતો, તેવામાં રાતના આસરે બારેક વાગતે તેની આંખ ઉઘડી ગઈ, તેથી તે માળીના ઘરના ઓટલા ઉપર આવી બેઠો. આ વખતે, તેણે ઝરા આગળ થોડુંક અજવાળું દીઠું, એ-ટલામાં એક મોહોટો સાપ બહાર નીકળી આવ્યો. તેના માથા પર એક મણી હતી કે જેથી આખા બાગમાં અજવાળું ફેલાઈ જતું હતું. આ સાપ થોડીકવાર બાગમાં ફર્યો, અને ત્યાર પછી રંગ બેરંગી ફુલોનો વાસ લીધા પછી, પાછો ઝરામાં થઇને પોતાને ઘેર ગયો. આ વખતે શાહજાદો ઓટલા ઉપર બેઠો બેઠો આ સઘળું જોતો હતો. જેવોજ તે સાપ ઝરામાં ગયો, કે તરતજ, શાહજાદો પણ ઘેર ગયો. આ શાહજાદો દરેક હુન્નરમાં કામેલ હતો, તેથી તેણે એક એવું પાંજરૂં બનાવ્યું કે જેમાં કોઈપણ જાનવર જાય કે તરતજ મરણ પામે. આ પ્ર-માણે બનાવ્યા પછી, તે પાંજરૂં ઝરાની પાસે મુક્યું, અને તેની અંદર તરેહવાર જાતના અતરો અને રંગ બેરંગી ફુલો પાથર્યાં.

સાંજ પડી ત્યારે તેણે તે પાંજરાના બારણાને એક લાંબી દોરી બાંધી અને તે લઈને ઝાડ ઉપર ચઢી બેઠો.

જ્યારે રાત પડી ત્યારે બાર વાગતે તેજ સાપ હમેશાની રીત પ્રમાણે માથા ઉપર મણી મુકીને આવ્યો. તે સાપ બાગમાં ફરતો હતો ત્યારે, તે પાંજરામાંના ફુલો અને અતરોની વાસ આવ્યાથી તે, પાંજરામાં અડધો દાખલ થયો એટલામાં તે ઝાડ ઉપર બેઠેલા શાહજાદાએ દોરી ખેંચીને પાંજરૂં બંધ કીધું, કે તરતજ સાપ તરફડીને મરી ગયો, તોપણ તે શાહજાદાને તેની ઘણી ધાસ્તી લાગ્યાથી તે, ઝાડ ઉપર આખી રાત સુઈ રહ્યો. સવારના પહોરમાં ઝાડ ઉપરથી ઉતરીને પોતાની તરવારથી તે બીચારા સાપના કટકેકટકા કરી નાખ્યા. આ પ્રમાણે કીધા પછી જે મણી તે પાંજરામાં પડેલી હતી તે ઉચકી લીધી અને તે ધોવા માટે ઝરામાં બોળી.

જેવીજ આ મણી પાણીને અડી કે તરતજ, એક મોહોટો રસ્તો તેની નજરે પડ્યો. અંદર ઉતરવાની તેની છાતી ચાલી નહીં, તોપણ, તે ઘણી મહેનતથી અંદર ઉતર્યો.

આગળ ચાલ્યો એટલામાં એક ખુબસુરત બાગ તેની

નજરે પડ્યો, જેમાં સોના, રૂપા અને ઝવાહીરોના બેશુમાર મહેલો હતા. જેમ જેમ આગલ ચાલ્યો, તેમ તેમ દેખાવ વધારે ખુબસુરત અને અજાએબ જેવો થતો ગયો. એકાએક તેના બાપના ફરમાવ્યા પ્રમાણેનું સોના રૂપાનું ઝાડ તેની નજરે પડ્યું, કે જેના ઉપર નુરજહાન પોતાની ચારે બહેનોને લઇને બેઠલી હતી. જ્યારે નુરજહાને શાહજાદાને આવતો જોયો ત્યારે તે, ઘણીજ દલગીર થઇ, કે રખેને તેનો બાપ અઝગર તેને મારી નાખે. નુરજહાને પેલા શાહજાદાને ઘણીજ આજીજી કરીને કહ્યું કે જો તમે અંહીથી જતા રહો તો તમારી મ્હોટી મેહેરબાની થશે કારણ કે, મારો બાપ અઝગર આવશે તો, તમને તરતજ, મારી નાખશે!

શાહજાદાએ કહ્યું, "હું તમારા બાપને મારી નાખીને આવ્યો છું તેથી તમારે મુદલ પણ ધાસ્તી રાખ્યાવગર મારેતાબે થવું અને જેમ હું કહું, તેમ કરવું.

નુરજહાન અને તેની ચારે બેહેનો દીલોજાનથી રાજી થયાં. શાહજાદાએ કહ્યું કે મારે આ ઝાડ જોઇએ છે,તેથી તે કેમ લઇ જવું તેનો રસ્તો બતાવ. વળી શાહજાદાએ કહ્યું ફરીથી કે

મને કાંઈ આ ઝાડ જોવાની જરૂર નથી પણ મારો બાપ જોવાને ઘણોજ આતુર છે, તેથી હું લેવા આવ્યો છું. નુરજહાને પોતાની વાંસળી આપીને કહ્યું કે, જ્યારે આપ નામવર વગાડશો ત્યારે હું, મારી ચારે બેહેનો અને ચમતકારી ઝાડ સહીત હાજર થઈશ. આ વાંસળી લઈ શાહજાદો ઘણોજ હરખાતો પોતાના ઘર તરફ ચાલ્યો.

ચાલતાં ચાલતાં તે, દેવના બાપના જંગલમાં આવી પુગ્યો જ્યાં, તે દેવ સોના રૂપાનું ઝાડ જોવાની લાલચે, શાહજાદાની રાહ જોતો બેઠો હતો; એટલામાં તેણે શાહજાદાને આવતો જોઈને તેની સામે ભેટવાને ગયો, અને સોના રૂપાના ઝાડની સઘળી હકીકત પુછી.

આ સોના રૂપાનું ઝાડ મેલવવામાં જેટલી મુસીબતો તેને ખમવી પડી હતી તેટલી, પેહેલેથી તે છેલ્લે સુધી માંડીને કહી રહ્યા પછી, નુરજહાનની આપેલી વાંસળી વગાડી કે તરતજ એક વિચીત્ર ઝાડ તેઓની નજરે પડ્યું. આ જોઈને તે દેવનો બાપ ઘણોજ અજાએબ થયો. જ્યારે તે શાહજાદાએ જવાની રજા માગી ત્યારે દેવે તેને રજા આપી અને કહ્યું કે,

મારા છોકરાઓ પાસે થઈને જતોના કારણકે, તેઓના મનમાં કપટ છે તેથી તને દુઃખ આપીને તે ઝાડ લઇ લેશે. આ સાંભળીને શાહજાદો આગળ ચાલ્યો.

આ વખતે તે, આ બીહામણા જંગલમાં એકલોજ હતો. મધરાત પડેલી હતી અને રાત ઘણીજ અંધારી હોવાને લીધે તેને કાંઇ પણ દેખાતું હતું નહીં, તોપણ પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખીને આગળ ચાલ્યા કરતો હતો. આ પ્રમાણે એકાએક તે, દેવના પુત્રના જંગલમાં આવી પહોચ્યો. આ વખતે જરા જરા અજવાળું દેખાવા લાગ્યું તેથી તેની ધાસ્તી ઓછી થઇ.

તેણે તે શાહજાદાને દુરથી આવતો જોયો, તેથી તેની સામે ગયો અને સોના રૂપાના ઝાડની સઘળી હકીકત પુછી. તેના મનમાં કપટ હતું પણ તે શાહજાદાએતો ભોળા મનથી સઘળી વાત કહી દીધી. શાહજાદા પાસેથી તે ઝાડ લઇ લેવાને તેના ઉપર એટલીતો મુસીબતો પાડી કે જેનું એક વિદ્વાન પણ વર્ણન કરી શકે નહીં, તેથી એટલુંજ કેહેવાનું બસ છે કે તેનાથી બની તેટલી મુસીબતો બીચારા શાહજાદા ઉપર ગુજારી, પણ કાંઇ વળ્યું નહીં.

હવે જે ગામમાં વેશ્યા રહેતી હતી તે ગામમાં આવી પહોંચ્યો. તેણે એક માલણને ઘેર વાસો કીધો. એક દીવસે તેણે તે માલણને પોતાના ભાઈની સઘળી હાલત પુછી. તે માલણે ઘણીજ દલગીરીથી જવાબ આપ્યો કે તમારા ભાઈને અમારા ગામની વેશ્યાએ ગુલામ કરી રાખ્યો છે. આ વાત સાંભળી શાહજાદો ઘણોજ ગુસ્સે થયો, અને તે વેશ્યાએ કેવી દગલબાજીથી તેને ગુલામ બનાવ્યો તે પણ પુછ્યું. તેણે શાહજાદાને નમનતાઈથી જવાબ દીધો કે, તેણે એક બીલાડી પાળી છે, કે જેના માથા ઉપર દીવો રાખી સોગઠાબાજી રમવા બેસે છે. જ્યારે તે પાસા નાખે છે ત્યારે, દીવો નાખી દેવાની બીલાડીને ઈસારત કરે છે. આ નિશાનીથી બીલાડી દીવો ફેંકી દે છે, એટલે, પોતાની સામેં બેઠેલા માણસને દીવો સળગાવવા મોકલીને પોતાના પાસા ફેરવી નાખે છે.

આ પ્રમાણે જે આવે છે તેને લાચાર કરીને લુટી લીએ છે, અને પોતાનો ગુલામ કરી રાખે છે. તમારા ભાઈના પણ આજ હાલ થયા છે.

આ સાંભળીને તે શાહજાદાએ જઈને નગારૂં વગાડયું

કે તરતજ તે વેશ્યાના માણસોએ તેને ઉપર જવાને કહ્યું. તે શાહજાદો ઉપર ગયો, અને સોગઠાબાજી રમવા બેઠો. આ વખતે શાહજાદાએ પણ લુચ્ચાઈ કીધી, કે જેથી તે વેશ્યા હારી ગઈ, એટલુંજ નહીં, પણ પોતાની સઘળી દોલત પણ આપી દેવી પડી.

તે શાહજાદાએ પોતાના ભાઈને લઈને ઘર તરફનો રસ્તો લીધો. બે ત્રણ દીવસ મંજલ કર્યા પછી, પોતાના બાપની પાસે હાજર થયા. થોડાક દીવસ ગુજર્યાં બાદ, પાદશાહે ઘણી આતુરતાથી સોના રૂપાના ઝાડ વિશે પુછ્યું. આ સોના રૂપાનું ઝાડ લાવવામાં જેટલી મુસીબતો અને મહેનતો ખમવી પડી હતી તે સઘળી પેહેલેથી તે છેહલે સુધી કહી સંભળાવી.

આ વાત સાંભળતાંજ તેના બાપને ઘણી દયા આવી, અને આંખમાં આંસુ લાવીને તેને ભેટયો. પોતાનો પુત્ર જીવતો આવ્યો તેથી ગામમાં ખુશાલીનો પોકાર પેદા થયો. તેણે પોતાના બાપને, સઘળા કુટુંબને, અને આખા ગામને તે ઝાડ દેખાડવાને પોતાની સાથે એક મહોટા જંગલમાં લઈ

ગયો. ત્યાં તેણે સઘળા માણસોને સગવડથી બેસાડ્યા. આ ઝાડ જોવાને આખું ગામ આતુરતાથી બેઠું હતું, એટલામાં તેના બાપે તે ઝાડ બતાવવાને હુકમ કીધો, તેથી નુરજહાનની આપેલી વાંસળી વગાડી.

આ વખતે એક સુંદર, શોભીતું અને અજાએબ જેવું ઝાડ સઘળા માણસોની નજરે પડ્યું. આ જોઈ પાદશાહ ઘણો અજાએબ થયો ને ઝાડ તરફ તાકી તાકીને જોવા લાગ્યો. આ જોઈ રહ્યા પછી તેણે તે ઝાડને પાછું મોકલાવી દેવાને કહ્યું, ત્યારે તે શાહજાદાએ પેલી વાંસળી જમીન ઉપર અફાળી, કે તે ઝાડ એકાએક સઘળાઓની નજર આગળથી ગેબ થઈ ગયું અને અજાએબી સાથે ઘણાંજ ખુશી થતા પોતાના ઘર તરફનો રસ્તો લીધો, અને રાજા પણ પોતાના બેઉ શાહજાદાઓ સાથે મેહેલ તરફ ચાલ્યો.

આ વખતે. વેશ્યા અને પોતાના મોટા ભાઈ વચ્ચે જે સઘળું બન્યું હતું તે કહ્યું. આ સાંભળતાંજ પાદશાહ ઘણોજ ગુસ્સે થઈ ગયો, અને પોતાના નાના શાહજાદાને ગાદીએ

બેસાડવાને અને બીજાને દેશનીકાલ કરવાને પોતાના વજીર અને ઉમરાઓને હુકમ કીધો.

